



## ૧૯૩૦માં છપાશે

૧ શાહાનશાહ અકબરશાહ

૨ ઇન્દુકુમાર, અંક ૩જો, સમર્પણ

૩ પાંચ ઉપનિષદો, સમશ્લોકી

૪ ધર્મમન્થન

૫ સંબોધન

૬ કુરુક્ષેત્ર : તૃતીય કાંડ, નિર્ધાર

૭ કુરુક્ષેત્ર : દશમ કાંડ, કાળનો ડંકો

૮ જહાંગીર-નૂરજહાન (૨જી આવૃત્તિ)

**કુરૂક્ષેત્ર મહાકાવ્ય**ના ૭ કાંડ છપાયા છે : ૧૯૩૦માં **બીજા** બે કાંડ છપાશે.








# प्रेमभक्ति-ग्रन्थमालानां
## नवीन ग्रन्थो अने आवृत्तिओ

प्रथमावृत्तिनी साल

१७, शकुन्तलानुं संभारणुं, समश्लोकी (२जी आवृत्ति) १९२६

१८, कुरुक्षेत्र : प्रथम कांड, युगपलटो (२जी आवृत्ति) १९२७

१९, कुरुक्षेत्र : द्वादश कांड, महासुदर्शन (२जी आवृत्ति) १९२७

२०, उद्‌बोधन (२जी आवृत्ति) १९२७

२१, अर्धशताब्दिना अनुभवबोल (२जी आवृत्ति) १९२७

२२, संसारमन्थन (२जी आवृत्ति) १९२७

२३, विश्वगीता (२जी आवृत्ति) १९२७

२४, ईन्दुकुमार, अंक २ जो (२जी आवृत्ति) ९२७

२५, न्हाना न्हाना रास, भाग २ जो (२जी आवृत्ति) १९२८

२६, गीतमंजरी १९२८

२७, जहांगीर-नूरजहान १९२८

२८-२९ कुरुक्षेत्र : चतुर्थ कांड, योधपर्वणी १९२८
पंचमकांड, प्रतिज्ञाद्वंद्व १९२८

३०, कुरुक्षेत्र : एकादश कांड, शरशय्या १९२९

३१, कुरुक्षेत्र:द्वितीयकांड,हस्तिनापुरना निर्घोष १९३०







# પ્રેમભક્તિ ગ્રન્થમાળા

પ્રથમાવૃત્તિની સાલ

| | | |
|---|---|---|
| ૧, | કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૩ |
| ૨, | રાજ્યસ્ત્રોની કાવ્યત્રિપુટી | ૧૯૦૩–૦૫–૧૧ |
| ૩, | વસન્તોત્સવ (૩ જી આવૃત્તિ) | ૧૯૦૫ |
| ૪, | કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૮ |
| ૫, | ઇન્દુકુમાર, અંક ૧ લો (૩ જી આવૃત્તિ) | ૧૯૦૯ |
| ૬, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો (૬ ઠ્ઠી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૭, | શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી (૨ જી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૮, | જયા–જયન્ત (૪ થી આવૃત્તિ) | ૧૯૧૪ |
| ૯, | મેઘદૂત, સમશ્લોકી (૩ જી આવૃત્તિ) | ૧૯૧૭ |
| ૧૦, | ઉષા (૫ મી આવૃત્તિ) | ૧૯૧૮ |
| ૧૧, | ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, | રાજર્ષિ ભરત (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૩, | પ્રેમકુંજ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૪, | પ્રેમભક્તિ–ભજનાવલિ | ૧૯૨૪ |
| ૧૫, | સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬, | વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી | ૧૯૨૫ |




પ્રેમભક્તિ—ગ્રન્થમાલા

रसो वै सः

# કુરુક્ષેત્ર

## દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ

ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૮૬ ઇ. સ. ૧૯૩૦

કીંમત બાર આના






પ્રકાશક : **ન્હાનાલાલ દલપતરામ કવિ,**

**ભદ્ર, અમદાવાદ, નં. ૧**

આવૃત્તિ ૧ લી　　૧૯૩૦　　પ્રત ૧૧૦૦





એમ **કુરુક્ષેત્ર મહાકાવ્ય**ના છ કાંડ છપાયા છે; અને આ સાલમાં બીજા બે કાંડ છપાશે.

☞ ૧૯૨૭ની સાલ પછી પ્રેમભક્તિ-ગ્રન્થમાલાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક પ્રત ઉપર કર્તાની ટુંકી સહી હોય છે



મુદ્રક : મુદ્રણસ્થાન :
**કેશવ હ. શેઠ**
ખડાયતા મુદ્રણકલા મન્દિર,
ચારરસ્તા, **અમદાવાદ**







**કુરુક્ષેત્ર** નામના મહાકાવ્યનો આ દ્વિતીય કાંડ ગુજરાતને ચરણે ધરૂં છું. આનું વસ્તુ લોકવિખ્યાત છે, ને હજારો વર્ષથી ભારતવર્ષની જનતા એને વિચારતી આવી છે. ભૂત વર્તમાન ને ભવિષ્ય–ત્રણે કાળનો આ કુરુક્ષેત્રની મહાવાર્તા તો ભારતીય મહાપ્રજાનો સનાતન વારસો છે.

આ કાંડ નવેમ્બર ૧૯૨૮માં રચાયો ને જાનેવારી ૧૯૩૦માં છપાયો છે.

**ન્હાનાલાલ દલપતરામ કવિ**







## વિષયસ્ફોટન

આ કાંડમાંનો વાર્તાવિભાગ નીચેના અવતરણોથી સ્પષ્ટ થશે.

દ્યુતમાં હારી, બાર વર્ષ વનવાસ ભોગવી, તેરમું વર્ષ ગુપ્તવાસમાં ગાળી, વિરાટનગરીથી ઉપડી ઉપપ્લવ્યમાં પાંડવોએ છાવણી માંડયા પછી ત્યાં પાંડવપક્ષની મહાસભા મળી ને યુદ્ધ આદરતાં પૂર્વે શ્રી કૃષ્ણને વિષ્ટિ કાજે હસ્તિનાપુરે પાઠવવાનું ઠર્યું.

'તે સમયે શરદ ઋતુ સમાપ્ત થઇને હેમન્ત ઋતુ શરૂ થઇ હતી. કાર્તિક માસ બેસી ચૂકયો હતો. + + + શ્રી કૃષ્ણ રથના અવાજથી પૃથ્વીને અને આકાશને ગજાવતા હસ્તિનાપુર તરફ વિદાય થયા.'

'શ્રી કૃષ્ણે હસ્તિનાપુર તરફ કુચ કરી તે સમયે વાદળાં વિનાના આકાશમાં વજ્રના કડાકા ભડાકા થવા લાગ્યા, વીજળીઓ ચમકવા લાગી, × સિન્ધુ વગેરે સાત મહાનદીઓ ઉલટી વહેવા લાગી.'

'માર્ગમાં હજારો બ્રાહ્મણો મધુપર્ક તથા દ્રવ્યોથી ત્હેમનો સત્કાર કરતા. સ્ત્રીઓ સુગન્ધી પુષ્પોની ત્હેમના ઉપર વૃષ્ટિ કરતી. શ્રી કૃષ્ણ અતિથિ તરીકે આવ્યા, ત્હેમની ગ્રામવાસીઓ પુજા કરતા.'







કૌરવાએ શ્રી કૃષ્ણ કાજે માર્ગે વિશ્રાન્તિભવનો કીધાં હતાં ને સત્કારની મહાયોજના કરી હતી. સંપૂર્ણ જાહોજલાલીથી કૌરવસાથે સામૈયું કીધું. તે સમયે હસ્તિનાપુરની હવેલીઓ 'સ્ત્રીઓના ભારથી જાણે પૃથ્વી ઉપર ડોલતી હોય તેવી દેખાતી.' કુન્તાજીનું પાયવંદન કરી પછી દુર્યોધનને રાજમહેલે શ્રીકૃષ્ણ પધાર્યા, ને સહુના કુશળક્ષેમ લઇ દઇ શ્રીકૃષ્ણ દુર્યોધનના શ્વેત રંગના રાજમહેલમાંથી વિદુરને ઘેર ગયા.'

વળતી સહવારે તેડવા આવેલા દુર્યોધન ને શકુનીની સંગાથે કૌરવસભામાં પધાર્યા. 'શ્રી કૃષ્ણ રાજસભામાં આવી પહોંચ્યા કે ભીષ્મ દ્રોણ ધૃતરાષ્ટ્ર વિ. વૃદ્ધ કૌરવો આસનેથી ઉભા થયા, હજારો રાજાઓ પણ આસનેથી ઉઠયા. સભામાં શ્રી કૃષ્ણને બેસવાને માટે સુવર્ણનું સર્વતોભદ્ર નામનું આસન ગોઠવી રાખ્યું હતું.'

'વર્ષાકાળમાં મેઘ ગાજે તેમ ગર્જના કરી શ્રી કૃષ્ણ બોલ્યાઃ હે ભરતવંશી રાજા! શૂરવીરોનો સંહાર થયા વિના કૌરવપાંડવોની વચ્ચે સલાહ થાય એવી પ્રાર્થના કરવા માટે હું અંહી આવ્યો છું. × × રણમાં પાંડવોનો અથવા તો તમારા પુત્રોનો નાશ થશે તેમાં તમે શું સુખ મેળવવાના છો? × પાંડવોએ કહાવ્યું છે કે અમે અમારા ઠરાવ પ્રમાણે વર્ત્યા છીએ, ત્હમે ત્હમારા ઠરાવ પ્રમાણે વર્તો.'

વિદુરજીએ વિદુરનીતિ ભાખી, શ્રી કૃષ્ણે અનુભવાખ્યાનો કહ્યાં, ભીષ્મદ્રોણે સદ્બોધવચન ઉચ્ચાર્યાં. પછી દુર્યોધને




ઉતર વાળ્યો: 'હે મધુસૂધન! પાંડવો રાજીખુશીથી જુગાર રમ્યા હતા; અને તેમાં શકુનીએ તેઓને જીતીને તેઓનું રાજ્ય લીધું એમાં મારો શો અપરાધ? × રણસંગ્રામમાં બાણશય્યામાં શયન કરીને અમે મરણ પામિયે તેમાં શું? એ તો ક્ષત્રિઓનો પ્રધાન ધર્મ છે. × × વાંસની ગાંઠો ભાંગી જાય છે, પરન્તુ તે વાંકી વળીને નમતી નથી. × હે કેશવ! સોયની અણીથી વીંધાય તેટલો પણ પૃથ્વીનો ભાગ હું પાંડવોને આપીશ નહિ.'

એમ બોલી કૌરવરાજ રાજસભામાંથી ઉઠી ગયા. એમને વૃદ્ધો મનાવી લાવ્યા, ને પછી રાજમાતા ગાન્ધારીએ ઉપદેશવચન કહ્યાં. સહુ વૃથા ગયું.

પછી દુર્યોધને શ્રી કૃષ્ણને કેદ કરવાનો શકુની સાથે સંકેત કીધો. શ્રી કૃષ્ણે દુર્યોધનને ભયંકર સ્વરૂપ દાખવ્યું, અને 'બ્રહ્માએ કેશવના લલાટમાં દર્શન દીધાં, મહાદેવે છાતીમાં દર્શન આપ્યાં, સર્વ લોકપાલોએ ભુજામાં દર્શન આપ્યાં, અગ્નિએ મુખમાં દર્શન આપ્યાં.'

પછી મહાબાહુ શ્રી કૃષ્ણે ધૃતરાષ્ટ્રને દ્રોણાચાર્યને ભીષ્મપિતામહને વિદુરને બાહ્લિક રાજાને કૃપાચાર્યને કહ્યું: દુર્યોધન કૌરવસભામાંથી ઉઠીને ગયો તે તમારા પ્રત્યક્ષ બન્યું. વળી ધૃતરાષ્ટ્ર રાજા કહે છે કે હું આ બાબતમાં અસમર્થ છું તે પણ તમે સાંભળો છો. માટે હવે હું તમારી સર્વની આજ્ઞા લઇને યુધિષ્ઠિર રાજાની પાસે જઇશ. × ભરતવંશના મોટા મોટા યોદ્ધાઓ શ્રી કૃષ્ણની પાછળ થોડેક સૂધી તેમના માન માટે ગયા.'




'શ્રી કૃષ્ણ કુન્તાજીને ઘેર ગયા, તેમના ચરણમાં પ્રણામ કર્યા, કૌરવસભામાં જે વૃત્તાન્ત બન્યો હતો તે ટૂંકામાં કહ્યો.' કુન્તાજીએ વિદુલાની કથા કહી ને પછી કુન્તાસન્દેશ ભાખ્યો: 'હે કેશવ! તમે ધર્માત્મા યુધિષ્ઠિર રાજાને કહેજો કે હે પુત્ર! તું ક્ષાત્ર ધર્મને વૃથા જવા દે નહિ. હે પુત્ર! બ્રહ્માએ તને જે ધર્મ માટે ઉત્પન્ન કર્યો છે તે તારા ધર્મ ભણી તું હવે દષ્ટિ કર. × × મને રાજ્યહરણનું દુઃખ નથી, જુગારમાં પરાજય થયો તેનું દુઃખ નથી, પુત્રોને વનવાસ કાઢ્યા તેનું પણ મને દુઃખ નથી; પરન્તુ કૌરવ-સભામાં દ્રૌપદીએ દુર્યોધનનાં કઠોર વચન સાંભળ્યાં હતાં તેથી મને મહાદુઃખ થાય છે. × × ભીમ તથા અર્જુન કોપેલા કાળ સરખા છે. હે જનાર્દન! તમે મારા પુત્રોની રક્ષા કરજો.'

'ક્રીડા કરતા સિંહની પેઠે ચાલનારા મહાબાહુ શ્રી કૃષ્ણે કુન્તાજીને પ્રણામ કર્યા; પછી પ્રદક્ષિણા કરીને બહાર નીકળ્યા. + × શ્રી કૃષ્ણના રથના મોટા વેગવાળા ઘોડાઓ × જાણે આકાશને પી જતા હોય તેવા વેગથી ઉપપ્લવ્ય સ્થાનક પ્રત્યે ગયા.'

**ઉદ્યોગપર્વના અધ્યાયોમાંથી.**

મહાભારતના ભાષ્યકાર નીલકંઠ ભટ્ટ ઉદ્યોગપર્વ વિશે કહી ગયા છે કે

**भारते सारमुद्योगमिति वृद्धानुशासनम्**








કોક અગોચર દેશે
પ્રારબ્ધ કાળની ચોપાટ ગૂંથતું હતું. ૨
વનમાં એકાકી મહારથ વિચરતો,
જાણે વનના વનદેવ વિચર્યા.
સાગરસોહામણા આભગભીરા કૃષ્ણદેવ
વિષ્ટિ કાજે હસ્તિનાપુરે સંચરતા હતા. ૬

સૂર્યના રથને સહુ પ્રીછે છે
એવો વિશ્વપરિચિત એ રથ હતો.
ગોપકુલ વાંસળી વાઇ એને વધાવતા.
રાજર્ષિઓ એને વન્દન વન્દતા, ૧૦
બ્રહ્મર્ષિઓ એને આશીર્વાદ ભણતા.
પુરુષો એને પુરુષોત્તમ ભાખતા,
સુન્દરીઓ એને રસાવતાર કહેતી.
એનાં દર્શન કાજે ગામ ઉલેચાતાં.
દિવસરાત્રીનાં પ્રારબ્ધ ઘડનારો
પૃથ્વીપરવરતો એ સૂર્યદેવ હતો,
ને સૂર્યની તેજપગલીએ વનમાં વિચરતો:







જાણે સ્વયં વિશ્વવિધાતા
ભારતનું ભાગ્ય ઘડવા
હસ્તિનાપુરે સંચરતા હોય ને! ૨૦

હંસલા સમા અશ્વરાજો
આનંદની પાંખે જાણે ઉડતા. ૨૨

વનરાજી વિસ્મયથી જોતી નમતી.
ડાળેથી દેવતા પુષ્પવૃષ્ટિ કરતા.
ગોધણ એને નિરખીને આનન્દતાં,
હરિણો સન્માનાર્થે પધારતાં,
મેનાપોપટ 'જય' શબ્દે વધાવતાં,
મોરલા વનસ્વાગત ટહુકારતા.
એને પગલે વણમ્હોરી વેલીઓ મ્હોરતી,
કુંજનિકુંજો પ્રફુલ્લિત થતી. ૩૦
સુગન્ધી વાયુ વાતા,
ફળફૂલ ચીલામાં આવી પડતાં.
સાંકળના અંકોડાને ટીપે એમ
પગલીએ પગલીએ વિશ્વકર્માના હથોડા પડતા,
ને વિધિયોગની સંજોગસાંકળ ઘડાતી.







ડગલે ડગલે એના અશ્વરાજો
ભારતભાગ્યના અક્ષર આલેખતા. ૩૭

યમદેવને ક્ષણેક તો ચિન્તા પડી
કે યમયોગ પાછો ઠેલાશે કે શું ?
રથ ડગલાં ભરતો તેમ તેમ ૪૦
અન્ધકારનાં સત્ત્વો ખિન્ન થતાં,
તેજનાં સત્ત્વો આનન્દતાં. ૪૨

વિશ્વવિધાતાના વિશ્વરથ જેવો
એમ શ્રી કૃષ્ણદેવનો મહારથ
હસ્તિનાપુરની રાજયાત્રાએ સંચરતો હતો. ૪૫

અભિમન્યુમાતાના દુંદુભિશબ્દે જાગીને,
પાંચજન્યનું કમલપુષ્પ લેઈને,
સોમતીર્થના પશ્ચિમસાગરને
પુણ્યઘોષણા ગજવવાનું શીખવીને,
મેઘમાં વીજળી ઝબૂકે એમ ઝબૂકતા, ૫૦
પ્રાચીદેશે ભારતભાવીના શંખનાદ ફૂંકતા
કૃષ્ણદેવ પાંડવવનમાં ગયા.
બળબળતી પૃથ્વીને મેઘ ઠારે







એમ પૃથાનું અન્તર ઠાર્યું.
કૃષ્ણાને કૃષ્ણે અક્ષયપાત્ર દીધું,
પાંડવોને કૃષ્ણે આતમબળ અર્પ્યું.
મહાવનના વનવાસ વેઠવાને,
ગહન ગુપ્તવાસ તરી ઉતરવાને,
રણચ્હડતા સેનાનીને સજાવે એમ,
કૃષ્ણદેવે પાંડુકુમારોને આત્મસજ્જ કીધા. ૬૦
પછી પાંચ પ્રાણ સમા પાંડવો
ભવાટવી શી વનાટવીમાં ઉતર્યા,
ને, પીંછાં વિનાના મોરલા શા,
અડવા ને વરવા ને એકાકી
કૃષ્ણદેવ દ્વારામતીએ વળ્યા. ૬૫

ગજરાજ જેવા પાંડુપુત્રોએ
વનેવન ગજજૂથના પાડોશ સાધ્યા;
વનરાજસમા પાંડુપુત્રોએ
વનકેસરી વચ્ચે વાસ કીધા.
ચાલતા શિખર સમા પાંડુકુમારો ૭૦
કદ્હારેક પર્વતશિખરે વિસામો લેતા,







જલપૂર સમોવડા પૃથાનન્દનો
સરિતાપૂરને તરીને ઉતરતા.
વ્યાઘ્રામાં વ્યાઘ્ર સરિખડા,
સન્તોમાં પરમ સન્ત સમા,
તીર્થમાં વિનીત તીર્થવાસી,
મહાતાપસોમાં તપસ્વી,
ઋષિવરોમાં ઋષિવર સરિખડા
વલ્કલધારી ભારતનન્દનો આનંદતા.
દ્રૌપદીજી હરિણોમાં રમતાં, ૮૦
ભાગ્યરેખા શી સરોવરલહરીએ ઝીલતાં
પ્રારબ્ધનાં પળપગલાં ગણતાં.
પદ્મોમાં સૌન્દર્યપદ્મ સમાં
મહાવનને સૌરભવન્તું કરતાં.
પડછાયાઓને ઝીલતા ઝીલતા
પાંડવો તેજકુંડોમાં રમતા.
ખીણો કરાડો પર્વતો ગુફાઓ—
વનનાં ને જીવનવનનાં—
પાંડુસન્તાનો ચ્હડયાં ને ઉતર્યાં.
ઉદયાચળે ને અસ્તાચળે ૯૦







ભાસ્કર એકજ્યોત પ્રકાશે છે એમ
રાજમહેલે ને વનકુટીરમાં,
રત્નસિંહાસને ને વનવેલીઓમાં
ધર્મદેવ એકજ્યોત ઝળહળતા. ૯૪

બાર માસ સમા એમ
બાર–બાર વર્ષ વીતી ગયાં,
ને અધિક માસ સરિખડું
ગુપ્તવાસનું વર્ષ આવ્યું.
દુઃખના દાવાનળ તો ત્યહારે વર્ષ્યા.
નર તે વ્યંઢળ થયો, ૧૦૦
ઈન્દ્રપ્રસ્થની મહારાણી દાસી થઈ,
ગદાધારી ભીમકર્મા રસોઇયો થયો.
કોઈક ગાયો ચરાવતું,
કોઈક ખગોળ વાંચી ભાગ્ય ઉચ્ચરતું.
ચડતાં–વિખરાતાં ભાગ્યવાદળ
એમ આશાની આંખડીએ વાંચતાં,
લોકલોકની કલ્યાણુવાર્તા કથતાં કથતાં
ગુપ્તવાસનું વર્ષે ઉતર્યું. ૧૦૮







પછી એક વેળા
ચન્દ્રે રાત્રીનો દિવસ કીધો'તો ત્યારે ૧૧૦
વૃક્ષઘટામાંથી શસ્ત્રો ઉતારી પૂજ્યાં.
રેતીનાં સિંહાસન કીધાં,
ડાળીઓનાં છત્રચમ્મર કીધાં,
વનદેવોની રાજસભા કીધી.
વિરાટરાજ પધાર્યા, ઉત્તરકુમાર આવ્યા;
પ્રીછયા, પારખ્યા, પ્રણમ્યા, પોંખ્યા,
પ્રભાતતારલા શા ઝંખવાયા,
ક્ષમાપ્રાર્થનાઓ પ્રાર્થી.
પૂજ્યને પૂજ્યતા વરાવે એમ
અભિમન્યુને ઉત્તરા વરાવી. ૧૨૦
વિરાટનગરીના નગરઉપવનમાં
વૃક્ષછાંયડીના સનાતન રાજછત્રે
પાંડુકુમારોની મહાસભા મળી.
દેશદેશે સન્દેશ પાઠવ્યા કે
પધારો, અવધ ઉતરી છે;
અમે અમારૂં લેવાને
હસ્તિનાપુરે જઇએ છીએ.







પાંડવકૌરવનો ન્યાય તોળવાને
દિશાકાળનાં પલ્લાં મંડાશે;
હસ્તિનાપુરે ભારતકુલની મહાસભા મળશે. ૧૩૦
કેસરીયાળા કેસરી હો
તે હસ્તિનાપુરે પધારજો.’ ૧૩૨

વનમાં વનરાજ વિચરે એમ,
કૃતનિશ્ચય ને એકલક્ષ્ય,
ચ્હડાવેલા ધનુષ્ય શી ભૃકુટિવન્તા,
પૃથાપુત્રો વનવીંધતા ચાલ્યા.
સરોવરજલે ગજજૂથ છાવણી માંડે
એમ ઉપપ્લવ્યે જઇને છાવણી માંડી;
જાણે કુલપતિનો આશ્રમ
ને વનકેસરીની વનગુફા. ૧૪૦
પાછળ પાછળ દ્રૌપદીજી સંચરતાં;
જાણે વનમાં વેરેલી ભાગ્યપગલીઓ
પાછી વીણી લેતાં હોયને! ૧૪૩

દુર્ગ સમી એ છાવણી હતી,
દુર્ગા સમાં દ્રૌપદીજી હતાં,







દુર્ગપાલ સમા પાંડુકુમારો હતા.
મહાસરોવરે ગજજૂથ ક્રીડાર્થે પધારે
એવો ભારતનો ધર્મભાવી રાજસંઘ
પાંડવછાવણીમાં પધાર્યો.
યોધરાજો ઉચ્ચરતા હતા કે ૧૫૦
હસ્તિનાપુરે નહિ તો કુરુક્ષેત્રે
સમસ્ત ભારતની રાજસભા મળશે,
ને પાંડવકૌરવનો ન્યાય ત્યાં તોળાશે. ૧૫૩

ભારતનાં ભાગ્યપલ્લાં
એમ ભરાતાં જતાં હતાં. ૧૫૫

દ્વારિકાનો સાગર ઉલેચાય
એમ યદુસેના હસ્તિનાપુરે સંચરી;
સાગરમાંનો અમૃતકુંભ દેવમંડળે પધારે
એમ કૃષ્ણદેવ પાંડવસભામાં પધાર્યા.
ઉપપ્લવ્યમાં હર્ષનાં હેલીયાં ઉછળ્યાં. ૧૬૦

વનમાં સિંહોની સભા મળે
એવી પાંડવસાથની યોધસભા મળી.
કોઇક ભેરીનાદે, કોઇક શંખનાદે,







કોઈક મેઘકંઠે, કોઈક વાયુઘોષે,
ગર્જ્યાં, ત્રાડયા, કાટકા કીધા;
આભ થરથરાવ્યાં, ધરતી કમ્પાવી,
વનની વનરાજીને હિન્ડોલે ચ્હડાવી.
મેઘધારાઓ ગન્ધવતીને રસાર્દ્ર કરે
એમ અન્તે મેઘમન્દ્ર શબ્દે
જગશાણાઓની શબ્દધારા વરસી; ૧૭૦
'આર્યસુજનતાનું છેલ્લુ વેણ નાંખો;
વીરવેશ સજતા પૂર્વે ધર્મસુકૃત ઉચ્ચારો;
કૃષ્ણદેવને વિષ્ટિ કાજે પાઠવો.
હસ્તિનાપુર અવમાને તો
કુરુક્ષેત્રનાં ધર્માસન વેગળાં નથી.' ૧૭૫
પાંડવો દેવકુમાર હતા,
દેવબોલ પડતો ઝીલ્યો.
ભારતનું ભાગ્ય હાથેલીમાં લઈને
કૃષ્ણદેવ હસ્તિનાપુરે સંચરતા હતા;
જાણે બૃહસ્પતિ બ્રહ્મસભાએ ચાલ્યા. ૧૮૦
વનમાં રાતો રથ વિચરતો,
જાણે વિધાત્રીનો કુંકુમથાળ. ૧૮૨







અગમ્ય અગોચર કો દેશે એમ
પ્રારબ્ધ કાળની ચોપાટ ગૂંથતું હતું. ૧૮૪

રજનીની ફરફર પડી,
કૃષ્ણદેવે એને નેણુલે ઝીલી.
કૌરવસજ્યા વિશ્રાન્તિભવનમાં
વૃકસ્થળની વનકુંજે રાત્રી ગાળી.
લોકસંઘમાં મળ્યા, હસ્યા, રમ્યા, માણ્યા.
લોકવૃન્દે જાણ્યું મેહુલો વરસ્યો, ૧૯૦
ને ધનધાન્યે ખળાં ઉભરાણાં.
વાદળછાયા આવીને જાય એમ
મીટ ભરતાંમાં રજની વીતી ગઇ:
પાછળ પગલાં યે ન રહ્યાં.
સુખનાં પ્રભાતે: અલ્પાયુષી હોય:
એવું તેજપાંખે, પ્રભાત ઉતર્યું,
ને કૃષ્ણદેવ પૂર્વની વાટે સંચર્યા.
ડાળીઓનાં વ્યજન ઝીલતા,
વૃક્ષરાજોની મંજરીઓ ઝીલતા,
વનનાં વાત્સલ્ય ઝીલતા, ૨૦૦







સૂર્યદેવના સત્કાર ઝીલતા ઝીલતા,
અન્તરિક્ષના અક્ષરો ઉકેલતા,
પ્રાચીમુખના તેજલેખ વાંચતા વાંચતા
કૃષ્ણદેવ હસ્તિનાપુરે પધાર્યા:
જાણે લક્ષ્મીમન્દિરિયે વિષ્ણુદેવ આવ્યા!   ૨૦૫
સરિતાઓનાં મુખ સાગરને સત્કારે
એમ કૌરવસમાજે કૃષ્ણદેવને સત્કાર્યા.
હિમાદ્રિના શિખરમંડલ મધ્યે
કૈલાસ વિરાજતો હોય એવા
ભીષ્મદ્રોણાદિ વચ્ચે કૃષ્ણદેવ શોભતા   ૨૧૦
નેત્રો નેત્રોમાં ઢોળાયાં,
કરવેલ કરવેલડીએ ગૂંથાઇ,
હૈયાં હૈયાંથી ચંપાયાં,
આત્મા આત્માથી હસ્યા.
પિતામહે પાંડવોનું કુશળ પૂછ્યું.
કૃષ્ણદેવે કહ્યું: "પાંડવો કલ્યાણમાર્ગે છે."   ૨૧૬
ખરતાં ફૂલડાંને ઝીલે એમ
લોકવન્દનને ઝીલતા કૃષ્ણદેવ







ભરતકુળની પાટનગરીમાં પધાર્યા.
વસન્ત આવ્યે આંબાવાડિયાં મ્હોરે ૨૨૦
એવાં કૃષ્ણદેવને દર્શને
પુરમન્દિરો પ્રફુલ્લેલાં હતાં.
વાદળધારાઓ સરોવરે સંગમ પામે,
જનમેદિનીની દૃષ્ટિધારાઓ એમ
કૃષ્ણદેવમાં સંગમ પામતી.
દેવરથ સમોવડો કૃષ્ણરથ
હસ્તિનાપુરના રાજમાર્ગે સંચરતો'તો ત્યહારે
હસ્તિનાપુર ઇન્દ્રપુરી સમું શોભતું. ૨૨૮

વિષ્ણુદેવ બ્રહ્માજીને મળે તેમ
રાજમન્દિરે જઇ ધૃતરાષ્ટ્રને મળ્યા. ૨૩૦
ગાન્ધારીએ મધુપર્કે પૂજ્યા.
પછી કૌરવરાજને રાજમહેલે પધાર્યા.
ગિરિશિખરે એકલ વૃક્ષરાજ સમો
કૌરવધ્વજ ગગનાંગણમાં ફરફરતો.
કૌરવનાથે આતિથ્ય પાથર્યાં
મધનો ચન્દ્રક લલાટદેશે કરી







કૃષ્ણદેવ વિદુરાશ્રમે સિધાવ્યા.
કુન્તાજીના પાયપદ્મમાં મસ્તક મૂક્યું,
સુખદુઃખની ગાથા સાંભળી–સંભળાવી.
ભરતકુલના ભાવીની મહાવાર્તા ૨૪૦
વિદુરજી સંગાથે વિચારતાં વિચારતાં
કિરણોની કોટીકળાએ એમ
યુગનાં પ્રારબ્ધ ઘડતું પ્રભાત ઉગ્યું. ૨૪૩

ઈતિહાસના પાનાં જેવું પ્રભાત હતું.
બ્રાહ્મમુહૂર્તે કૃષ્ણદેવે હોમ કીધો.
બ્રાહ્મણોને પૂજ્યા, વન્દ્યા, વધાવ્યા.
ને સૂર્યવન્દના ને કુન્તીવન્દના કરી
કૌરવસભામાં જવા રથારૂઢ થયા:
જાણે લોકપાલ લોકસભાએ સંચર્યા. ૨૪૯

ગગનગંભીર રાજસભા હતીઃ ૨૫૦
જાણે ભાવીના ભાર ઝીલતી હોયને !
નક્ષત્રમંડલ સમા રાજમંડલે
પૂર્ણિમાના ચન્દ્રમા સમા કૃષ્ણદેવ પધાર્યા:
જાણે યજ્ઞમંડપે યજ્ઞદેવ આવ્યા.







મહાનુભાવના આત્મપરિમલ શા
એમની અંગઅંગની ફૂલપાંખડીમાંથી
અગરચન્દનના સુગન્ધો ભભૂકતા.
કૌરવરાજને રાજનમન કીધું,
ભીષ્મ પિતામહને ભેટયા,
દ્રોણ ગુરુના આશીર્વાદ સત્કાર્યા, ૨૬૦
કર્ણરાજ શું આંખેઆંખ હસાવી,
સહુ ઉપર સ્મિતદૃષ્ટિ વરસાવી.
ચોમેર પ્રફુલ્લેલી વનરાજીને
જ્વલન્ત લોચને સિંહરાજ નિહાળે
એમ રાજસભાને કૃષ્ણદેવ નિહાળતા.
તેજશિખરે મેઘ વિરાજે એમ
સર્વતોભદ્ર સિંહાસને જઇ પછી વિરાજ્યા. ૨૬૭
સાગર ક્ષિતિજે તરંગાવલિ રમે
એમ આઘે સુભટમંડલનો ઘેર
રાજસભાને ઘેરી ઉછળાતો. ૨૭૦
ગેબની ગહનતા શી
સ્વસ્થતા પથરાયા પછી







હુતાશમાંથી હવિર્દેવ ઉઠે એવા
કૃષ્ણદેવ સુવર્ણસિંહાસનેથી ઉઠયા.
પ્રભાતસૂર્યનાં કિરણો વસરતાં હોય
એમ આત્મકિરણો વરસાત્રનાં વરસાવતાં
મેઘગાજન્તે શબ્દે રાજસભાને સંબોધી:
જાણે અન્તરિક્ષ સ્વયં
અનન્તના બોલ ઉચ્ચરતું ન હોય ! ૨૭૯

"ભારતમંડલના પુરુષપ્રવરોને ૨૮૦
પાંડવોએ સાષ્ટાંગ પ્રણામ કહાવ્યા છે.
પાંડવપાઠવ્યો હું આવ્યો છું આજ.
જગત્જનતા જાણે છે કે
પાંડવો ધર્માધર્મને પ્રીછે છે.
ભાગ્યના અક્ષરો ઉકેલો છો,
ભાવીના પડદા પાછળ જૂઓ છો,
વ્યોમહૈયાના બોલ સાંભળો છો.
દીર્ઘદૃષ્ટાને—અગમ્યશ્રોતાઓને
પાંડવોએ વિષ્ટિ પાઠવી છે.
રાજસભાનાં રાજવેણુ ૨૯૦
પાંડવો વિધિવેણુ શાં વધાવશે.







આજની ભરતકુલસભા ઉચ્ચરશે
સન્ધી કે સંગ્રામ.
હસ્તિનાપુર છે ભરતગોત્રનું રાજતીર્થ;
ને હસ્તિનાપુરની મહાસભા છે
ભરતગોત્રની વંશવિશ્વેશ્વરી.
પૂર્ણિમા પલ્લાં માંડે એમ
સૂર્યચન્દ્રનાં છાબડાં કરીને
જગતના ધર્માધર્મને તોળજો.
પાંડવો એક જ વેણ કહાવે છે; 300
'અમારૂં અમને સોંપો.'
પાંડવો યે અધર્મ ઉચ્ચારે તો
ભરતગોત્ર અધર્મહિતૈષી નથી.
નાંખ્યા'તા તે ભાગ્યના પાસા ન્હોતા;
પાંડવો કપટપાસે હાર્યા હતા.
કપટદ્યુતની દ્યૂતશરતો ત્હો યે
ધર્મિષ્ઠ પાંડવોએ પાળી છે.
સર્વવ્યાપી સર્વકાલીન સર્વસાક્ષી
આભ ને પૃથ્વી એનાં સાક્ષીઓ.







પ્રારબ્ધ સહુને માણવાનાં છે. ૩૧૦
ધીરવીરને એના હર્ષશોક શા ?
મહાસાગરની સ્હામી પાર
કોઈકે જગતયાત્રીએ દીઠી હશે;
દિશાવનની પાછળ કોણે દીઠું ?
કાલ ઉગશે ને કાળડંકો વાગશે;
બ્રહ્માંડ બ્રહ્મબોલે ગાજે છે.
પાંડવો પુણ્યભાવી છે;
સંહારના નાદ, સન્ધીના મુમુક્ષુઓ છે.
હસ્તિનાપુરના સિંહાસનની ધર્મઆણ
એ ધર્મનિષ્ઠોને ચક્રવર્તી છે. ૩૨૦
ઉદયાચળ ને અસ્તાચળનાં શિખરે
એમણે પગદંડીઓ પાડી છે,
સુખદુઃખના વિધિયોગ વાંચ્યા છે,
માનાપમાનની ઝડીઓ ઝીલી છે.
અનુભવની લહરે લહરે
આનન્દતા તરી ઉતર્યા છે.
આવન્તા અવસરના ઓળાઓને
પેખજો, પીછજો, પારખજો, પાળવજો,







કે ભવિષ્ય ન ભાખે કે ભૂલ્યા.
રાજધુરન્ધરોને ભૂલનો હક્ક નથી. 330
રાજધુરન્ધરની ભૂલ એટલે
ચક્રવર્તીત્વનો વિધ્વંસ.
પૃથ્વી કમ્પે, આભ થરથરે,
બ્રહ્માંડમંડલ ઘૂમડીએ ઘૂમે:
મેઘઅસ્થિર વિશ્વચક્રે
આર્યત્વ એક ચિરસ્થાયી છે.
ભરતગોત્રના આર્યત્વને પૂછી
આર્યજન સહુ ઉચ્ચરજો.
હસ્તિનાપુરની રાજસભાનાં ડહાપણ
જે ઉચ્ચરશે તે પાંડવો ઝીલશે. 340
ચોમેર દિશામંડળ નિરખી–નિહાળી
સનાતન ધર્મમન્ત્ર ભાખજો.
ભરતકુલ કને પાંડવો ન્યાય માગે છે:
દયા નહિ, સત્ય વાંછે છે.
**सत्यमेव जयते, नाऽनृतम्.**
ધર્માજ્ઞાના પાંડવો આજ્ઞાધીન છે,







ધનુષ્ય ઉપાડશો તો
પાંડવો ધનુર્ધર છે.
હસ્તિનાપુરની રાજસભાને પાંડવો પૂછે છે
"સંધી કે સંગ્રામ ? ધનુષ્ય કે ધર્માજ્ઞા ?" ૩૫૦

સ્વાતીનો મેહુલો વરસે
એવા કૃષ્ણદેવના શબ્દો વરસતા.
ઉઘાડા શુક્તિમંડલ સમા શ્રવણપુટ
તે ઝીલતા ને પી જતા,
હૈયામાં એનાં મોતી બન્ધાતાં.
ભારતમુગટધારી કૌરવરાજ,
ને કર્ણ ને શકુની ને દુઃશાસનની
અમાત્યમંડળી વિપરિતમુખ ઢળી'તી.
તે સ્વાતીબિન્દુ ન્હોતા ઝીલતા,
ત્હેમને હૈયે મોતી ન્હોતાં બન્ધાતાં. ૩૬૦
વન્ધ્યા છીપની પેઠે
એમનાં શ્રવણપુટ વન્ધ્યત્વવરેલાં હતાં. ૩૬૨

કૌરવરાજના બે બાહુસ્થાને
કર્ણરાજ ને દુઃશાસન હતા;







કલગીસ્થાને ગાન્ધારરાજ હતા.
સિંહાસનના પાયા સમા મન્ત્રીશ્વરોએ
મન્ત્રણા કીધી, કાલચિહ્નો વાંચ્યાં.
પછી ગાન્ધારરાજ ઉઠયા ને ઉચ્ચર્યા: ૩૬૮
"કૃષ્ણદેવનાં વારૂ વચનો છે.
ધર્મકુમારોને એમ જ શોભે કે ૩૭૦
રાજસભાનાં રાજવેણને વિધિવેણ પ્રમાણે.
કૃષ્ણદેવ! સત્ય જ જીત્યું છે,
ને સત્ય જ જીતશે સદા.
પણ પૂછું છું, કૃષ્ણદેવ!
તેર વર્ષની અવધ હતી વનવાસની.
એ કાળઅવધિ પાંડવોએ પાળી છે?
ને રાજસભા આ ધર્મસભા છે
તો ઉચ્ચરશે વિધિવાક્ય કે
બીજાં બાર વર્ષ પાંડવો વનવાસ ભોગવે." ૩૭૯
બેઠા બેઠા, મૃદંગ ગાજે એવી, ૩૮૦
કૃષ્ણદેવે વીરહાકલ દીધી:
"આ ધરતી સાચધરતી છે.







સાચ્ચું ઉચ્ચરજો, ગાન્ધારરાજ !
પુણ્યપાપને પારખનારી
હસ્તિનાપુરની ધરતી ધર્મધરતી છે.
અસત્યને નહિ ઝીલે કે જીરવે.
દ્યુત છે આર્યોનો આનન્દાભાસ
ને સંસારનું સનાતન વિષપાન.
વનવાસનાં વર્ષનાં વિધિનિર્માણ
સૌર ગણાય છે કે ચાન્દ્રાયણ ? ૩૯૦
દોઢ સૈકાનો અનુભવ પિતામહ ઉચ્ચરશે ? " ૩૯૧

સૈકાના અનુભવભારભારેખમ,
વૃદ્ધત્વસોહન્તા યૌવનશાળી,
પીઠ, મોભી, અટારીઉન્નત,
આર્યમંડલના પરમ કલ્યાણચિન્તક,
બ્રહ્મજ્યોત સમા ભીષ્મ બોલ્યા:
જાણે અનુભવના ડંકા વાગ્યા. ૩૯૭

" જગત જિતેન્દ્રિયનું છે.
પાંડવો જિતેન્દ્રિય-ધર્મનિષ્ઠ છે.
અધર્મની કેડી પાંડવોએ ખેડી નથી. ૪૦૦







આજ વૃદ્ધત્વની આંખે જોઉં છું હું
આવન્તો ભરતવંશનો મહાસંહાર.
હસ્તિનાપુરની રાજસભા યુગવર્તિની છે,
આજે બોલશે એ અનન્તમાં ગાજશે.
યુગયુગનું વિધિવેણ એ ઉચ્ચરશે આજ.
વનવાસની યોગઅવધિઓ ગણતાં
સૂર્યવંશીઓ સૌર સંવત્સર ગણે છે,
ચંન્દ્રવંશીઓ ચાન્દ્રાયણ ગણે છે.
નવી સ્મૃતિ લખાશે શું કૌરવોને કાજ ?
હસ્તિાનાપુર છે ચન્દ્રવંશની પાટનગરી. ૪૧૦
પાંડુકુમારોએ દ્યુતશરતો પાળી છે,
વનવાસની પૂરી અવધો વેઠી છે.
ધર્મિષ્ઠો ! ધર્મસભામાં ધર્મબોલ બોલજો:
આજના આદેશ અનન્તમાં ગડગડશે. ” ૪૧૪

રાજસભા ચિત્રવત્ સ્તબ્ધ હતી.
મધરાતના સૂનકાર ઉપર મેઘ વરસે
એમ પિતામહનાં શબ્દફોરાં વરસી રહ્યાં. ૪૧૭

પછી પ્રારબ્ધપીંખ્યા કર્ણરાજ ઉઠયા.







વીરત્વઝળહળતા એ યોધરાજને સ્કન્ધે
ધનુષ્ય ઢળકતું હતું. ૪૨૦
સૂર્યની આભા વદનમંડળે સ્ફુરતી,
મુખડે ધનુટંકાર ગાજતો. ૪૨૨
"રાજકુલની રાજસભા છે ?
કે વાણિયે વ્હેપાર માંડયા છે આ ?
પાંડવો પોતાનું માનતા હોય,
ને એમને એ જોઇતું હોય,
તો યોધરાજની યોધરીત લેઇ લે.
વૈશ્યોની આ વ્યાપારવિધિ શી ?
'સંહાર' શબ્દોચ્ચાર ક્ષત્રિયને બ્હીવરાવશે ?
રાજર્ષિઓની રાજસભા છે આ; ૪૩૦
વીરત્વનો રાજઉત્તર ઉચ્ચરશે સદા.
ત્હમારૂં ત્હમે ખડ્ગથી કાપીને લ્યો;
બાણુથી પરોવીને લ્યો.
કાપડીવેશે સ્વયંવર જીત્યા:
એમ રાજ્ય જીતાતાં હશે ?
શોણિતથી ક્ષત્રિયો ભાગશે ?
સંહારશબ્દે શસ્ત્રધારી ભડકશે ?







વન છે વનરાજનાં,
જગત છે જયવન્તાનું.
ભીખીને નહિ, વૈશ્યવિષ્ટિથી નહિ; ૪૪૦
જીતો ને જગતને ભોગવો." ૪૪૧

ક્ષાત્રસંઘનાં લોહી તપ્યાં,
રક્તપદ્મ શાં નયનો લાલ થયાં,
અંગુલિઓ ખડ્ગદેશે રમવા લાગી.
કૃષ્ણદેવે જોયું રાવણું રણે ચ્હડયું. ૪૪૫

"ધૃતરાષ્ટ્રદેવ ! કુલપતિ !
ભરતકુલનો સંહાર ઉચ્ચારાતો સાંખશો ?
ભરતવંશની જાહોજલાલી ઝંખવાય છે.
કાંઇક તો ભાખો ડહાપણનાં વેણ." ૪૪૯

અન્તરિક્ષ ઉકેલતા શા કુલપિતા ૪૫૦
અગોચર વાંચતા ઉચ્ચર્યાઃ
જાણે ધરીત્રીઉરમાંથી
સ્વયંભૂ શબ્દો ઉછળતા હોયને !
"ભાગ્યની ભરતી ભેખડને કોતરશે જ.
કૃષ્ણદેવ ! સાચું કહો છો.







પાંડવ કૌરવ ત્હમારે તો છે
એક ચાપનાં બે કર્ણપાંખડાં.
ભારતમંડલના મહાસંહારના
વિપરિત શુકુન વાય છે આજ.
યદુવંશે મુગટધારી ઉગ્રસેન છે, ૪૬૦
પણ મન્ત્રધુરન્ધર કૃષ્ણદેવ છે:
એમ કુરુકિરીટ મ્હારે માથે છે,
પણ રાજધુરન્ધર દુર્યોધન છે.
વત્સ દુર્યોધન! યુગબોલને સાંભળ;
ભરતકુલનું હિત પારખ;
હસ્તિનાપુરના હાથીઓને પૂછ;
કૃષ્ણદેવનાં ધર્મવેણ હૈયાધારણ કર.
પૂછ, સાંભળ, વિચાર, ઓગાળ.
સાંભળવે સૌજન્ય સૂકાતાં નથી,
ધર્માચરણે મુગટ ઉતરતા નથી. ૪૭૦
પાંડવોનું પાંડવોને સોંપી દે.
દુર્યોધન! સંસાર કે સંગ્રામ ખેડવા
દિને દિને દોહેલા છે." ૪૭૩







શકુનીદુઃશાસનની મન્ત્રણા થઈ,
કર્ણદુર્યોધનની મન્ત્રણા થઈ.
આઠ દિશાઓ શી આઠ આંખોમાંથી
વીજળીઓ ઉછળી રાજસભામાં રમી રહી.
કૃષ્ણદેવ વળી ઉચ્ચર્યા: ૪૭૮

" પ્રજાદેહે એક હાથ કારવનો છે
ને એક હાથ છે પાંડવનો. ૪૮૦
પ્રજાદેહને એ હાથે છે
પંચપાંખડી સમી પંચ અંગુલિઓ:
ને અંગુલિઅંગુલિએ છે એકૂકેક પાંડવ.
અવિસ્થળ, વૃકસ્થળ, માકંદી, વારણાવર્ત, ઉપપ્લવ્ય
પાંચ ગ્રામકુલનું પંચપાંખડી પોયણું
પાંડવોને આપશો ત્હો યે સન્તોખાશે;
અખંડ અગ્નિહોત્ર માંડી આનન્દશે. " ૪૮૭

ગેબનો બોલ ઝીલવા
તારામંડલ થંભીને ઉભે એમ
રાજસભા શ્રવણોત્સુક થંભી ગઇ કે ૪૯૦
મન્ત્રીશ્વરો શો મન્ત્રોચ્ચાર ઉચ્ચારે છે.




ઉંડા ગર્તમાંથી ઉઠતા જેવા,
મદ મત્સર અવિચારિતાને શબ્દે,
કૌરવરાજે વેણુ વાળ્યાં:
"ધરતીના કણુ કણુ છે હીરાકણીઓ.
સોયની અણીઅગ્ર જેટલી યે
વસુન્ધરા પાંડવોને નહિ વરે.
ગન્ધવતીના અણુઅણુ છે
મ્હારી વૈજયન્તી માલાનાં પુષ્પો:
બાણે બાણે પરોવીને લેશે ૫૦૦
એટલાં પૃથ્વીઅણુઓ પાંડવોનાં થશે." ૫૦૧

મુગટમાથે મણિમંજરી ડોલે,
વૃક્ષઘટા ઉપર વાદળી ઝૂમે
એમ સભાકુંજ ઉપર ઝરૂખા ઝૂલતા;
ને મેઘમહેલે વીજળીઓ સમી
ઝરૂખે કૌરવરાણીઓ ઝબકતી.
ગંભીરપાલવ, અનુભવસોહામણાં,
સો-સો મંજરીએ મ્હોરેલાં,
ચન્દ્રવંશનાં ગુણગૌરવી રાજમાતા ગાન્ધારી




ચન્દ્રમા શાં અટારીએ ઉભાં. ૫૧૦
ચન્દ્રમંડળ મધ્યે મેઘપાટ પડ્યો હોય
એવો નયનમંડલે અંચળપાટ શોભતો.
અન્તરિક્ષ સાંભળે એમ રાજમાતા ઉચ્ચર્યાં:
અગમ્યને આંગણુ આજે ચે
એના પડઘા સંભળાય છે.
"પુત્ર! પ્રારબ્ધને ઠેલીશ મા.
આંગણુઆવી ગંગા પાછી મા વાળ.
ઓળખ છ એ કોણ પધાર્યા છે?
કૃષ્ણદેવ કે સનાતન ધર્મમૂર્તિ.
ત્રિકાળનાં ધર્મ ને ડહાપણ ૫૨૦
કૌરવસભામાં આજ ઠલવાયાં: સાંભળ્યાં!
હસ્તિનાપુરનાં સિંહાસન સમક્ષ
કૃષ્ણદેવે આજ પ્રારબ્ધ વાંચ્યાં.
જગતજ્યોત હોલવી નહિ હોલવાય.
પાંડવોનું પાંડવોને સોંપી દે.
ભરતકુળને પરનું પાલવે નહિ.
દુનિયાને તું દેખ છ, વત્સ!







**दृष्टिपूतं न्यसेत्पादम्.**
હસ્તિનાપુરનાં ચક્રવર્તી મહારાજ્ય
શાં ઓછાંઅધૂરાં છે ત્હારે ? 530
પાંડવાનું પાંડવોને દે.
ભરતગોત્રની મન્ત્રસભામાં આજ
કૃષ્ણદેવે કારમીક કાળવહી વાંચી છે
ભવિતવ્યોને પારણ ને પાળ બાંધ." 534

સહુના શિક્ષાબોલે વીંધાતા વીંધાતા
કૌરવરાજ કંટાળ્યા, ચ્હીડાયા, ઉકળ્યા
ઉંઘેલી અસૂયા ચે જાગી ઉઠી.
નઠોર બાળકડા શો દુર્યોધન,
ભાગ્યલાડકો સર્વસન્તાપ્યો મહારાજ દુર્યોધન
વ્યાધ્રવક્રતાએ ઘૂરકી ઉઠ્યો: 540
"કૃષ્ણદેવ ! સાંભળજો મ્હારો નિર્ધાર.
પાંડવોનું પાંડવોને આપીશ:
આપીશ, પણ કુરુક્ષેત્રમાં આપીશ.
ગદાથી ભાગીને આપીશ,
ખડ્ગથી કાપીને આપીશ,







બાણથી પરોવીને આપીશ:
ક્ષત્રિયને ક્ષત્રિયરીતે આપીશ.
બ્રહ્માવર્તના બ્રહ્મકુંડ સમીપે આપીશ;
પાંડવોનું પાંડવોને કુરૂક્ષેત્રે આપીશ.
ત્યહાં વિષ્ટિના ઉત્તર ઉચ્ચરશે ૫૫૦
કૌરવનાથનાં વિધિગાજન્તા ગદાઘમસાણ,
કર્ણરાજની બાણકૃપાણની વાણ. ” ૫૫૨

ગજરાજોએ ક્રીડાર્થે ઉછાળેલા
જલક્ષુબ્ધ સરોવર સમોવડી
કૌરવસભા ક્ષુબ્ધ પણ શાન્ત હતી.
કંઈ-કંઇનાં લોચનકમળો
છૂંદાયેલાં શાં ઢળી ગયાં;
કંઇ-કંઇની વદનપાંખડીએ
ઉછળેલી લહરીઓ શમી ગઇ;
કંઈ-કંઇના શ્રવણપત્રે ૫૬૦
જલબિન્દુડાં શાં શબ્દમૌક્તિકો
પડયાં, ને ખરી પડયાં.
ગર્જનમૌન, ધારાકુંઠિત, વાયુડોલન્ત,







ગગનગોરંભાયેલા મેઘાડંબરની છાયાઓ
આવી આવીને ઉડી જતી,
પણ નિઃશબ્દ વિદ્યુલ્લતાના ઝબકાર
ઉંડા એ જલહૈયામાં ગે ઝંખાતા.
આષાઢી મેઘલી મધરાતે
જળઉછાળ્યા સરોવર સમોવડ
કૌરવસભા સંક્ષુબ્ધ પણ નિઃશબ્દ હતી. ૫૭૦

સંગ્રામનાં જીહ્વા સરિખડા
કુરુકુમાર દુઃશાસન ઉઠ્યા,
ને અનિષ્ટના ઓળા સમો ઓછાયો
ભારતસભા ઉપર ઢાળ્યો.
પછી ગેબના બાણ સમા
હસ્તદંડના ભાલાઓ ઉછાળી
ઉર્ધ્વબાહુ ઉભીને ઉચ્ચર્યા:
"કૌરવનાથનો રાજબોલ છે કુરુક્ષેત્ર:
યોધસંઘનો એ જ છે પડછન્દ 'કુરુક્ષેત્ર.'
ક્ષત્રિય સુભટરાજોનું હશી ૫૮૦
તે ક્ષાત્રયજ્ઞને આરે લઇશું–દઇશું." ૫૮૧







છેલ્લું વેણ ઉચ્ચારાયું.
આર્યસંઘે પ્રારબ્ધના પડછાયા પડયા.
મધ્યાહ્નના પ્રોજ્જવળ સૂર્ય સમા
કૃષ્ણદેવનાં નયનોએ નિરખ્યું કે
આભ ઠલવાયાં, ઉલ્કાપાત થયો.
દુર્યોધન ને દુઃશાસન ઉચ્ચરતા'તા
એ શબ્દો ન્હોતા, અંગારા હતા.
ભરતકુલના ભર્યાભાથર્યા મહાવનમાં
એમણે દાવાનળ સળગાવ્યો. ૫૯૦
મન્ત્રીશ્વરો, રાજરાજેશ્વરો, મહાપ્રજાઓ
એના ભસ્મઢગલા આજે યે ઓળખીને
ભાગ્યદેશે એ ભસ્મના ત્રિપુંડ્ રચે છે. ૫૯૩

પ્રલયકાળે વિશ્વ વિખેરાય
એવું કૃષ્ણદેવે દીઠું કે
કલ્યાણરચના વિખેરાઇ ગઇ:
માળા તૂટી ને મણકા વેરાણા.
પોતાનો પરાજય કૃષ્ણદેવને ખૂંચ્યો,
પણ હૈયે ભોકાયો ભરતકુલનો મહાસંહાર.
ભાગ્યદેશે અંગુલિ મૂકી મનમાં હસ્યા. ૬૦૦







કૃષ્ણદેવ ઉઠયા,
જાણે રાજસભાનું દેવગૌરવ ઉઠયું.
કૌરવરાજને રાજનમન કીધું,
રાજમંડળને સન્માનપ્રણમન કીધું,
સભાજનોને વિનયવન્દન કીધું.
ધૃતરાષ્ટ્રની કરપાંખડીઓ ઝીલી
શીર્ષે ચાંપી રજા લીધી.
કર્ણના કર્ણપુટમાં ગોષ્ટિમન્ત્ર મૂકયો.
આચાર્યદેવનાં અક્ષતકુંકુમ સ્વીકાર્યાં.
પછી પિતામહની સન્મુખે આવી ઉભા. ૬૧૦
સૂર્ય જેમ ચન્દ્રને વન્દે
એમ વન્દન કીધું, ભેટયા.
પદ્મપત્રે પદ્મ ઢળે
કે મેઘહૈયે પૂર્ણિમા વિરામે,
એમ કૃષ્ણદેવને આભશ્યામળ હૈયે
શતદલ પ્રફુલ્લેલા પદ્મ સમો
પિતામહનો યુગોજ્જવલ મસ્તકમુગટ શોભતો.
ક્ષણેક કીકીમાં કીકી ઢળી,







મંહી પિતામહે ભાવિના અક્ષર ઉકેલ્યા.
પિતામહને દિવ્ય દર્શન થયાં, ૬૨૦
ને આંખડીમાં ને વાયુમાં વાંચ્યું કે
'કૌરવસંઘે આજ કાળને ન્હોતરાં પાડ્યાં.' ૬૨૨
"એક જ છો આપ જેણે
સૈકાની વસન્ત ને વર્ષા ઝીલી છે.
પિતામહ! પ્રારબ્ધનાં પૂર
પાછાં વળાતાં દીઠાં છે કદી ?" ૬૨૬
"વરસતો મેહુલો પાછો વળાય
તો વરસતાં પ્રારબ્ધ પાછાં વળાય.
કૃષ્ણદેવ! વીરને એના શોચે ન હોય.
સુભટ એક પ્રારબ્ધથી હારે. ૬૩૦
ને વિધાતા હરાવે એના શોક શા ?
હસ્તિનાપુરેથી દેવડહાપણ પરવાર્યાં
એ આ વૃદ્ધ આંખને નવદર્શન.
ભરતકુલનો એ ભાગ્યપલટો." ૬૩૪
વિદાય લેતો સૂર્યરાજ
વળી એકદા જગદર્શન કરી લે એમ







સભાજનોને દિશદિશે વિનયવન્દના વન્દી
કૃષ્ણદેવે પરિયાણ માંડયાં.
આકાશમંડળ મધ્યે ચન્દ્રદેવ પધારે
ને પછી ક્ષિતિજઆરે પાછી દૃષ્ટિ નાંખે, ૬૪૦
એમ સભામંડપ મધ્યે પધારી
કૃષ્ણદેવે પાછી દૃષ્ટિ નાંખી,
ને દિશાઓને સંબોધતા શા બોલ્યા:
“ત્‍હારે હવે કુરુક્ષેત્રે.” ૬૪૪

રાજસિંહાસનનું પડખું ચાંપી
રીંછ સમો દુઃશાસન બેઠો હતો.
રીંછ ઘૂરકે એમ એ ઘૂરક્યો:
“મોક્ષદા એકાદશીએ ને કુરુક્ષેત્રે:
પાંડવોને હેજો કૌરવોનું એ ન્હોતરૂં.” ૬૪૯

વીજળી ક્ષણેક થંભે ૬૫૦
ને બ્રહ્માંડ પ્રજ્જવાળી મૂકે
એમ કૃષ્ણદેવ ક્ષણેક થંભ્યા
ને રાજસભાનું દિશામંડળ પ્રજ્જવાળી મૂક્યું.
પછી જ્યોતિષી ભાવી વાંચે




એવે ભવિષ્યભેદી શબ્દે ઉચ્ચર્યાઃ
"હસ્તિનાપુર છે આર્યકુળનું રાજતીર્થ,
બ્રહ્માવર્ત છે આર્યકુલનું ગોત્રતીર્થ.
ચંપાષષ્ઠિની સ્કન્દજયન્તી
પાંડવો કુરુક્ષેત્રે ઉજવશે." ૬૫૯

સન્મોહાસ્ત્ર પડે એમ ૬૬૦
કૌરવસભા સન્મોહ પામી ગઈ.
કૌરવસિંહાસનની કુબુદ્ધિ સરિખડા
શકુનિમન્ત્રે કૌરવરાજ પછી ઉઠયા,
પડછાયા જેવા પાછળ પાછળ પરવર્યા. ૬૬૪

મહાપાશો લેઇ લેઇને
રાજદ્વારે દ્વારપાળો ઉભા હતા.
વર્ષામાં વેલીઓ પથરાય એવી
પાશવેલીઓ પૃથ્વીમાં પડી હતી. ૬૬૮

ઈન્દ્રધનુષ્યનાં તોરણ નીચે
દેવવિમાન કો પધારે ૬૭૦
કે વનતોરણ નીચે ગજરાજ આવી ઉભે,
એવા કૃષ્ણદેવ દ્વારતોરણે પધાર્યા. ૬૭૨




સહસા એવે જયગર્જના થઇ,
ને ગગનભેદી એ જયઘોષથી
હસ્તિનાપુરના પાયા કંપી ઉઠયા કે
'યદુચન્દ્રનો જય હો!' ૬૭૬

મુગ્ધાની ચકિત દૃષ્ટે કૌરવરાજ
અફાટ યાદવસેનાને નિરખી રહ્યા,
પણ પ્રૌઢાની પ્રવિણુતાએ જીત્યા.
નેત્રપલ્લવી ને જીહ્વાપાંદડી મૂર્છામાં પડયાં. ૬૮૦
પ્રથમ પગલે પરાજયનો ઘૂંટ પીધો.
કૂવાની છાંયડી કૂવામાં સમાય એમ
કૌરવરાજની મનોકામના મનમાં સમાણી.
અગમ્ય અર્થનું હાસ્ય હસતા કૃષ્ણદેવ
કૌરવરાજનાં નમન ઝીલતા સિધાવ્યા. ૬૮૫

સાગરસેનાના યદુસેનાનીઓએ
ધનુષ્યો ગૂંથી સુખપાલ કીધો,
મંહી યદુચન્દ્રને ઝીલી લીધા,
ને ભક્તમંડળ દેવને લઇને જાય
એમ લેઇ જઇને રથમાં પધરાવ્યા. ૬૯૦







ભૂમિના ભાગ્ય શો રથ ચાલ્યો.
સારથીને કૃષ્ણદેવે સિત્કારસુગન્ધે કહ્યું : ૬૯૨
“ દારુક ! ધીરી પગલીએ—
હજી યે મેઘધીરી પગલીએ.
હસ્તિનાપુરની સૌભાગ્યભંડાર શી હવેલીઓ
ન્હાળી મ્હારે વાંચવું છે કે
પુરજનોનાં પ્રભાપ્રોજ્જ્વળ નયનમંડળે
કૌરવ લખ્યું છે કે પાંડવ ? ” ૬૯૮
સૂર્યનારાયણના રથ સમોવડો
દ્વારિકેશનો મહારથ, મન્દિરશિખર શો, ૭૦૦
દૃગકિરણોનાં ફૂલડાં ઝીલતો ને વેરતો
હસ્તિનાપુરના રાજમાર્ગે વહતો:
જાણે જગત્કલ્યાણ સમેટીને
કાળવાદળી સંચરતી હોયને ?
ગગનમાં તારામંડળ તગતગે એમ
ગોખેઝરૂખે જનનયનો ઝળહળતાં.
સરિતાઘાટે વિદુરજીની પર્ણકુટીઓ હતી.
ગિરિગુફામાં જઈ વાદળું વિરામે




એમ યાદવરથ ત્ય્હાં જઇને વિરમ્યો.
ભવનદેવતા વાટ નિહાળતા હોય, ૭૧૦
માંડી મીટડીએ કુન્તામાતા
એવાં વાટ જોતાં હતાં.
પૃથ્વીમૂર્તિ પૃથામાતાની કૃષ્ણદેવે
પ્રદક્ષિણા કરી ચરણવન્દના કીધી. ૭૧૪

કુતુહલકંઠે ને ઉધડકતે ઉરબોલે
દુઃખમૂર્તિ કુન્તાજીએ પૂછ્યું:
"સિંહ કે શિયાળ ?" ૭૧૭

કૃષ્ણદેવે પડછન્દ પાડયો:
"સિંહમાતાના સિંહબાલકોને
સિંહરમણાના છે ન્હોતરાં." ૭૨૦

કૃષ્ણદેવના શબ્દો પીતાં પીતાં
કુન્તામાતાએ પૂછ્યું :
"કૌરવસભામાં એ નિર્માણ લખાયાં ?" ૭૨૩

કૃષ્ણદેવે એક જ શબ્દ ઉચ્ચાર્યો :
"કુરુક્ષેત્ર." ૭૨૫

ભઠ્ઠી ભારેલા ધૂમ્રમંડલ સમો




વિદુરજીએ હૈયાઉંડો નિશ્વાસ નાંખ્યોઃ
" કૌરવસભા ઉચ્ચારે છે આજે
ભરતકુલનો મહાસંહાર.
કાળનું ચોઘડિયું ગડગડયું. ૭૩૦
હસ્તિનાપુરની રાજસભામાંથી
ડહાપણનાં દેવામૃત ઢોળાઇ ગયાં.
પુરુષો જાય ને પડછાયા રહે,
હસ્તિનાપુરની રાજસભામાં હવે એમ
પુરુષપ્રવરોના પડછાયા ભાસે છે." ૭૩૫

સૂર્યોદય પછી ધીરે ધીરે
સૂર્યબિમ્બમાં પ્રભાપૂર ચ્હડે
એમ ધીરે ધીરે, ધીરે ધીરે,
કાળની ભરતીને પગલે,
જ્વાલામુખીની જ્યોત જેવી સર્વદાહક ૭૪૦
કુન્તાનયનોમાં તેજજ્વાલાઓ ચ્હડી.
વાત્સલ્યઝરતી કીકીઓ
વાઘેશ્વરીની જ્યોતજ્વાલાએ ઝળકી ઉઠી.
યજ્ઞકુંડ સમાં લોચન લાલ થયાં.







યજ્ઞવેદીમાંથી અંગારા ઉછળે
એવા સ્ફુલિંગો ઉછળવા માંડ્યા:
જાણે જગતપ્રજવાળતા અગ્નિતણખા.
મેઘઘેરે શબ્દે કૃષ્ણદેવે કહ્યું: ૭૪૮

"ફોઈમા ! ધરતી ધર્મીની છે.
જાઉં છું: સૌને કુશળ કહીશ. ૭૫૦
મોક્ષદા એકાદશી પાંડવો કુરુક્ષેત્રે ઉજવશે." ૭૫૧

"હૃષિકેશ ! યાદવેશ્વર !
હવે કહેજો મ્હારા કુમારોને કે
કાળનાં દુંદુભિ ગડગડ્યાં છે.
ભીષ્મના ભત્રીજા છો,
તો ભરતગોત્રનો પડછન્દ પાડજો.
દ્રોણાચાર્યના શિષ્યરાજ છો,
હિમાદ્રિને ઉછંગે ઉછર્યા છો,
કૈલાસવાયુએ પારણાં હિંચોળ્યાં હતાં.
વનમાં વનકેસરી થઈ ઘૂમતા, ૭૬૦
જનમાં જનકેસરી થઈ જીતજો.
પાંડવોનું છે તે પાંડવો લેશે:







રૂધિરના બ્રહ્માક્ષર આલેખીને લેશે,
ભાગ્યની ભોગળો ભાંગીને લેશે,
મૃત્યુના મુખમાંથી ઝડપીને લેશે,
પરબ્રહ્મની બાંહ્ય પકડીને લેશે.
સોયના અણીઅગ્ર જેટલી યે
ધરતી આપવા નકારે છે આજ,
સેનાઓ સમાશે એટલી લેશે.
ભરતકુમારોને કહેજો, ૭૭૦
કુરુક્ષેત્રે યે ધર્મની વાડ છે:
ધર્મની વાડ ઉલંઘતા મા,
તો જય ત્હમારે મુગટે મંડાશે.
અઢળક દુઃખ વેઠયાં,
ઝડીઓ વરસી, ઝાપટાં ઝીલ્યાં.
ભરતીનાં પૂર ઉછળતાં આવે
એવા આવ્યા હવે હસ્તિનાપુરે.
દેવશસ્ત્રની વીજળીઓનાં ઘમસાણ માંડો :
અધર્મના મેઘાડંબર ફેડવા
ધર્માધર્મનું મહાઘમસાણ. ૭૮૦




દ્રૌપદીના અક્ષયપાત્રે જમ્યા છો,
તો દ્રૌપદીનું વેણ ઉથાપતા મા.
શૂળો જેવી, ઉભા થોર જેવી
પાંડવરાણી દ્રૌપદીની લટો
ખીંટડિયાળી ઉભી છે હજી.
મહારાણી કહે છે માંડો વેણીસંહાર.
દ્રૌપદીના હૈયાઅગ્નિ હોલવાશે
ત્ય્હારે હોલવાશે મ્હારા ઉરના અગ્નિકુંડ.
અપમાન—સ્ત્રીનાં અપમાન
એ રાજકુલોના ચિતાઅગ્નિ છે. ૭૯૦
જગત જાણશે કે પાંડવો હતા,
ઇતિહાસ ઉચ્ચરશે કે પાંડવો થયા.
નવયુગના ઓળા ઉતરે છે,
યુગપલટાનાં રણરમણા રમજો.
ન્યાયની ના પાડે છે,
ધર્મને ઠેશ મારે છે,
એ કૌરવશિરે ઢળજો સંહારનું પાપ.
દ્વારિકેશ ! ડહાપણના દરિયાવ છો :




કુરુક્ષેત્રે પાર્થના સારથી થજો,
જગતના ક્ષત્રિયવંશના સારથી બનજો.”          ૮૦૦

“ માતા ! કૉલ છે મ્હારો,
પાંડવોનો સારથી થઇશ કુરુક્ષેત્રે.
પાંડવો તો ધરતીખોળે દેવ છે,
ને ત્હમે છો એ દેવોની દેવમાતા.
ડોલતા ડુંગર ઝીલ્યા છે ત્હમે
એટલા પડછાયા યે નહિ ઝીલે કો.
ફોઈમા ! વન્દું છું,
ને ત્રિકાળ ત્હમને વન્દશે.
ત્હમે આજ યુગયોગેશ્વરી છો,
ત્હમે આજ યુગધર્મ ઉચ્ચારો છો. ”          ૮૧૦

પછી કુન્તામાએ પાર્થસન્દેશ કહ્યો.
વિશ્વગાજન્તી ગંગા સ્વર્ગેથી ઉતરે,
વિધાત્રી વિધિવાક્ય ઉચ્ચારે,
એવાં કુન્તામાતા ઉચ્ચર્યાં.
યુગભરના ભારેલા અગ્નિ,
કંઇક ગ્રીષ્મોની દુઃખજ્વાલા
જાણે બોલે બોલે ઉછળતી.







જાણે વાગ્ઘેશ્વરીએ સંહારગીત ગાયું.
જ્વાલામુખો ફાટે એવી
અંગારઝરતી યુગપ્રલયિની અગ્નિવાણે 	૮૨૦
કારમાક બોલ કુન્તામાતા બોલ્યાં.
પાંડવમાતાને વેણે વેણે
પ્રલયવાહી પ્રોત્સાહન વરસતાં.
પાંડુદુર્ગાએ દુર્ગાસ્તોત્ર ગાયુંઃ 	૮૨૪

પાર્થને કહો ચ્હડાવે બાણ.

હવે તો યુદ્ધ એ જ કલ્યાણ;
કહો, કુન્તાની છે એ આણ:
પાર્થને કહો ચ્હડાવે બાણ. 	૮૨૮

૨. ભીખ્યાં, ભટક્યાં, વિષ્ટિ, વિનવણી—
કીધાં સુજનનાં કર્મ; 	૮૩૦
આર્યસુજનતા દૈન્ય ગણી તો
યુદ્ધ એ જ યુગધર્મ:
સજીવન થાય પડયા યે પ્હાણ:
પાર્થને કહો ચ્હડાવે બાણ. 	૮૩૪

૩. દ્રૌપદીની હજી વેણુ છૂટી છે,
રાજસભાના બોલ;







રણ-હોતરાંના ઉત્તર દેજો
રણધીરને રણઢોલ:
પાર્થની પ્રત્યંચાને વાણ:
પાર્થને કહો ચ્હડાવે બાણ. ૮૪૦

૪. મેહુલો બોલે, વાયુ હુંકારે,
ત્યમ તલપો, સિંહબાળ !
યુગપલટાના પદપડછન્દે
ગજવો ઘોર ત્રિકાળ:
સજો શિર વીર ! હવે શિરત્રાણ:
પાર્થને કહો ચ્હડાવે બાણ. ૮૪૬

૫. નૃલોક જોશે, કાળ નિરખશે
રણરમતો મુજ વંશ;
સત્ય શીલ ને ધર્મયજ્ઞમાં
હજો વિશ્વ વિધ્વંસ: ૮૫૦
ઉગે જો ! નભ નવયુગનો ભાણ:
પાર્થને કહો ચ્હડાવે બાણ: ૮૫૨

વિધિનાં એ જ મહાનિર્માણ:
પાર્થને કહો ચ્હડાવે બાણ." ૮૫૪







"પુણ્યમૂર્તિ ફોઈમા !
ક્ષત્રિય સદા ચિન્તાપર છે.
હસ્તિનાપુરે ધર્મસિંહાસન ન રહ્યાં
તો કુરુક્ષેત્ર સનાતન ધર્માસન છે.
ક્ષત્રિયોની ક્ષત્રિયવટ ન્યાય માગે
ત્ય્હારે પરબ્રહ્મથી યે ના પાડી ન જાય." ૮૬૦

"તો સિધાવો ને શુભ કરો.
કલ્યાણ હો ધરતીના ધર્મધુરન્ધરોનું.
ધર્મનું મુહૂર્ત ઉગે છે.
ક્ષત્રિયોને ક્ષાત્રવટ પ્રબોધજો સદા.
કહેજો, સિંહરાજ સમા રણે ખેલજો;
કહેજો, કુન્તાનું ધાવણ
સિંહણનું દૂધ હતું." ૮૬૭

કાળહથોડા ઝીલન્તી પૃથ્વીમૂર્તિ સમાં
કુન્તામાતાનો પાલવછેડલો આંખે ચાંપી,
પ્રદક્ષિણા કરી, કૃષ્ણદેવ રથે ચ્હડયા. ૮૭૦
દેવઘોડીલાએ પદપગલી ઓળખી.
થનગન્યા, હણહણ્યા, ભભૂકયા,




હસ્તિનાપુરની ધરતી માપતા ઉછળ્યા:
જાણે પૃથ્વીને પી જતા ન હોય.
ભારતનું પ્રારબ્ધ લઈ કૃષ્ણદેવ પરવર્યા.
આથમતા સૂરજ સમો
રથ દિશાઓમાં અદૃશ્ય થયો.
સન્ધ્યાકાળના ઘેરા પડછાયા
કૌરવમહેલાતો ઉપર પડતા હતા. ૮૭૯

તે રાત્રે કુલકુલમાં ને ચોકેચોકે ૮૮૦
હસ્તિનાપુરમાં મહાકોલાહલ થયો.
હસ્તિનાપુરના યુગયુગના એ નિર્ઘોષ હતા:
ભરતકુલની રાજનગરીને
વાતાવરણ શા ઘેરી પડયા'તા.
જાણે આભ ફાટયો,
જાણે ઉલ્કાપાત થયો:
જાણે આભલાં આભલાંથી અથડાયાં,
ને આભમાં વિદ્યુતાક્ષરે આલેખાયું કે
'વીર હો તે કુરુક્ષેત્રે પધારજો.' ૮૮૯




મહાસાગર વ્યોમસાગરમાં ઠલવાય ૮૯૦
એમ હસ્તિનાપુરનો માનવસાગર
પછી કુરુક્ષેત્રમાં ઠલવાયો.
કાળવિધાતા સૂર્યચન્દ્ર જોતા હતા—
વિશ્વવિહ્વલવી, આભવર્ણુ, સાન્ધ્યતેજનાં
અગમ્ય હાસ્યે હસતા હતા. ૮૯૫

  


